श्रीमद्गोस्वामिश्रीदेवकीनन्दनाचार्यस्मरणार्थ ।

# श्रीसर्वोत्तमस्तोत्र

तथा

# श्रीनामरत्नस्तोत्र

गुर्जर भाषांतरसहित.

श्रीसर्वोत्तमजीनुं धोळ

तथा

श्रीनामरत्ननुं धोळ.

प्रकाशक

हरखलाल हरिदास भगत.

श्रीवल्लभाब्द ४४१, संवत् १९७६.

अधिक श्रावण.

नित्य नियमथी पाठ करनार वैष्णवने आपवामां आवशे

विना मूल्य.

श्रीमद्गोस्वामी श्रीदेवकीनन्दनाचार्यजी.



# श्रीसर्वोत्तमस्तोत्रम्.

શ્રીમદ્દાચાર્યજી મહાપ્રભુજીના અલૌકિક નામો પ્રકટ કરવાને અને આચાર્યશ્રીનું સ્વરૂપ તથા આપશ્રીના પ્રાકટ્યનું પ્રયોજન જણાવવાને શ્રીમદ્દ વિઠ્ઠલેશ્વર પ્રભુચરણ ( શ્રીગુસાંઇજી ) સર્વશ્રુતિ શ્રીભાગવતાદિ અલૌકિક પ્રમાણોના આધારે કેવલ શ્રીમદાચાર્યજીએજ પ્રકટ કરેલા શુધ્ધ પુષ્ટિમાર્ગના મૂલ પ્રમેયભૂત સાક્ષાત્ પુરૂષોત્તમનું મંગલાચરણદ્વારા સ્તુતિ કરેછેઃ—

**प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति ।**
**निगमप्रतिपाद्यं यत्तच्छुद्धं साकृति स्तौमि ॥ १ ॥**

પ્રાકૃત—પ્રકૃતિના સત્વ રજસ્ અને તમસ્ વગેરે ધર્મોના સંબંધથી રહિત અને અપ્રાકૃત અલૌકિક આનન્દમય સર્વ ધર્મરૂપ, વેદમાં પ્રતિપાદ્ય એવા શુદ્ધ સાકાર પુરૂષોત્તમ સ્વરૂપની હું સ્તુતિ કરૂં છું.

આ શ્લોકમાં શ્લેષથી રસાત્મક સાકાર પુરૂષોત્તમ તથા શ્રીમદાચાર્યજી એ બન્નેની સ્તુતિ, બન્નેનું અભિન્નત્વ સૂચવવાને શ્રીમત્પ્રભુચરણ કરે છે. ૧

હવે આવું રસાત્મક સાકાર પુરૂષોત્તમસ્વરૂપ અન્ય શાસ્ત્રવિદ્દ પંડિતોને કેમ અજ્ઞાત રહ્યું તેનું કારણ આપશ્રી દર્શાવે છેઃ—

**कलिकालतमश्छन्नदृष्टित्वाद्विदुषामपि ।**
**संप्रत्यविषयस्तस्य माहात्म्यं समभूद्भुवि ॥ २ ॥**

કલિકાલના અન્ધકારને લઇને વિદ્વાનોની દ્દષ્ટિ પણ ઢંકાઇ ગઇ અને ભૂતલમાં તેથી તે સાકાર રસાત્મક પુરૂષોત્તમનું માહાત્મ્ય આ સમયમાં જ્ઞાનગોચર–પ્રકટ ન થયું ૨.

જ્યારે વિદ્વાનોની દૃષ્ટિ પણ એ પુરૂષોત્તમ સ્વરૂપને ન પહોંચી શકી તો આપેજ એ સ્વરૂપનું માહાત્મ્ય કેમ જાણ્યું તે જણાવવાને કહેછેઃ—

**दयया निजमाहात्म्यं करिष्यन् प्रकटं हरिः ।**
**वाण्या यदा तदा स्वास्यं प्रादुर्भूतं चकार हि ॥ ३ ॥**

દયાથી—( નિજ જનોના તાપ દૂર કરવાની ઇચ્છાથી ) નિજ—પોતાનું માહાત્મ્ય પુષ્ટિમાર્ગીય લીલારસરૂપ ભાવાત્મક—સર્વાજ્ઞાત—એવું માહાત્મ્ય વાણીદ્વારા પ્રકટ કરવાની ઇચ્છા હરિને જ્યારે થઇ ત્યારે સ્વ આસ્ય–પોતાના મુખકમલને આપે ભૂતલ ઉપર પ્રકટ કર્યું. જેમ શ્રી પુરૂષોત્તમ આનન્દમય છે તેમ તદાસ્ય મુખ પણ આનન્દરૂપ છે. આ શ્લોકમાં હિને સ્થલે કવચિત હ પણ પાઠ છે ૩.

પ્રભુએ નિજ અલૌકિક માહાત્મ્ય દૈવી જીવોને જણાવવાને નિજ મુખારવિન્દ રૂપ આચાર્યજીને પ્રકટ કર્યા, પરન્તુ તેથી આચાર્યજીના ૧૦૮ નામ નિરૂપણનું પ્રયોજન સ્પષ્ટ થતું નથી તે જણાવવાને આપ એ નામ પ્રાકટ્યનું પ્રયોજન જણાવે છેઃ—

**तदुक्तमपि दुर्बोधं सुबोधं स्याद्यथा तथा ।**
**तन्नामाष्टोत्तरशतं प्रवक्ष्याम्यखिलाघहृत् ॥ ४ ॥**

તદુક્ત—શ્રીપુરૂષોત્તમના મુખારવિન્દરૂપ આચાર્યશ્રીના વચનો બહુ ગમ્ભીર અર્થવાલા હોવાથી આધુનિકોને એનો બોધ થતો નથી; તેથી તે વચનો સુખેથી સમજાય તે હેતુથી આ પાપાદિ પ્રતિબંધને દૂર કરનારા ૧૦૮ નામ તેઓશ્રીના કહું છું. જો કે લોકમાં અઘશબ્દનો અર્થ પાપ એમ થાય છે તોપણ તેવા પાપની સંભાવના પણ શ્રીમદાચાર્યજીના શુદ્ધ પુષ્ટિમાર્ગમાં વિચરનારાઓમાં બહુ દૂર છે તેથી અહિ અઘશબ્દનો અર્થ સુબોધિની આદિ આચાર્યશ્રીએ પ્રકટ કરેલા ગ્રન્થોમાં વિષમ સ્થલોમાં જ્યાં અર્થ સમજ ન પડે તેના કારણરૂપ પ્રતિબંધ

એમ કરવો. અને આ ૧૦૮ નામના પાઠથી તે તે પ્રતિબંધ દૂર થતાં આચાર્યશ્રીના ગ્રન્થોનું હાર્દ યથાસ્થિત સુગમ થાય. અર્થાત્ આચાર્ય-શ્રીના ગ્રન્થોના અભ્યાસીઓએ આ શ્રીસર્વોત્તમસ્તોત્રનું નિરન્તર અનુ-સંધાન કરવું એમ શ્રીગોકુલેશ પ્રભુનું મર્મ છે.

આ પ્રકારે સ્તોત્રનું પ્રયોજન દર્શાવી આ સ્તોત્રના ઋષિ, છન્દ, દેવતા બીજ વગેરે નિરૂપણ કરે છે.

**ऋषिरग्निकुमारस्तु नाम्नां छन्दो जगत्यसौ ।**
**श्रीकृष्णास्यं देवता च बीजं कारुणिकः प्रभुः ॥ ५ ॥**

આ સ્તોત્રના દ્રષ્ટા ઋષિ અગ્નિકુમાર—શ્રીમદ્ વિઠ્ઠલેશ્વર—છે. છન્દ જગતમાં પ્રસિદ્ધ એવું અનુષ્ટુબ્ છે. દેવતા શ્રીકૃષ્ણાસ્ય—ભગ-વન્મુખ—શ્રીમદાચાર્યજી છે. કરૂણામય પ્રભુ એ સ્તોત્રનું બીજ છે. વેદવત્ આ સ્તોત્રના ઋષિ વગેરે નિરૂપણ કરવાથી વેદના મન્ત્રોની માફક આ ૧૦૮ શ્રીમદાચાર્યજીના નામો પણ નિત્ય સિદ્ધ છે. તેનું દર્શન શ્રીગુસાંઇજીએ પ્રથમ કર્યું તેથી એ આ સ્તોત્રના ઋષિ—દ્રષ્ટા—થયા. આ સ્તોત્રના દ્રષ્ટા અગ્નિકુમાર છે એમ કહીને શ્રીમત્પ્રભુચરણ અગ્નિ-કુમાર—ઋષિરૂપ—કુમારિકા—ગોપીજનોનું સામ્ય સૂચવે છે. કુમારિકા-ઓને જેમ અલૌકિક સર્વાજ્ઞાત મંત્રનું દર્શન થયું અને તે મંત્રના બલથી ફલપ્રાપ્તિ થઇ તેવી રીતે અહિ પણ આ અલૌકિક સ્તોત્ર પાઠથી અલૌ-કિક ફલસિદ્ધિ થશે એમ સૂચવાય છે.

શ્રીરઘુનાથજી नाम्नां छन्दोनुष्टुबिहोच्यते એમ પાઠ લે છે. અર્થ તો એક છે.૫

આ સ્તોત્રપાઠનો વિનિયોગ દર્શાવે છેઃ—

**विनियोगो भक्तियोगप्रतिबन्धविनाशने ।**
**कृष्णाधरामृतास्वादसिद्धिरत्र न संशयः ॥ ६ ॥**

ભકિતયોગમાં કાઇ પણ દૃષ્ટ વા અદૃષ્ટરૂપ પ્રતિબંધ આવી પડે તેનો મૂલોચ્છેદ કરવો એ આ સ્તોત્રપાઠનું પ્રયોજન છે. આ સ્તોત્રનાં પાઠનું ફલ શ્રીકૃષ્ણના અધરામૃતના આસ્વાદની નિઃસંશય સિદ્ધિ છે. યથાધિકાર આ સ્તોત્રના પાઠ કરનારને તદનુરૂપ અલૌકિક રસાત્મક ફલની પ્રાપ્તિ થાય છે.

આ પ્રકારે સ્તોત્રનું આવશ્યક નિરૂપણ કરી નામોનો આરમ્ભ કરે છેઃ—

**आनन्दः परमानन्द श्रीकृष्णास्यं कृपानिधिः ।**
**दैवोद्धारप्रयत्नात्मा स्मृतिमात्रार्तिनाशनः ॥ ७ ॥**

આ શ્લોકમાં શ્રીમદાચાર્યજીના ૭ નામનું નિરૂપણ છે. ૧ આનન્દ, ૨ પરમાનન્દ, ૩ શ્રીકૃષ્ણાસ્ય, ૪ કૃપાનિધિ, ૫ દૈવોદ્ધારપ્રયત્નાત્મા, અને ૬ સ્મૃતિમાત્રાર્તિનાશન.

आनन्द, આ નામ પરમ મંગલ છે. સ્વરૂપ આનન્દસ્વરૂપ હોવાથી આચાર્યશ્રીનું પ્રથમ નામ आनन्द ધર્યું. બીજું નામ परमानन्द છે. એ નામ આચાર્યનું અગણિતાનન્દત્વ સૂચવે છે. તૃતીય નામ श्रीकृष्णास्य છે. એ નામથી આચાર્યશ્રી સાક્ષાત્ રસાત્મક શ્રીકૃષ્ણના મુખારવિન્દરૂપ છે એમ જણાવ્યું છે. ચતુર્થ નામ આચાર્યશ્રી કૃપાના સમુદ્રરૂપ છે એમ જણાવે છે. પાંચમા નામથી આચાર્યશ્રીનું પ્રાકટ્ય દૈવ જીવોના ઉદ્ધાર માટે છે એમ કહ્યું છે. કેવલ સ્મરણ કરવાથી આચાર્યશ્રી નિજ ભકતોની આર્તિ—ત્રિવિધતાપ—દુઃખનો નાશ કરેછે એમ જણાવ્યું છે. ૧.

**श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः ।**
**साकारब्रह्मवादैकस्थापको वेदपारगः ॥ ८ ॥**

આ શ્લોકમાં ત્રણ નામનો સમાવેશ છે. ૭ श्रीभागवतगूढार्थप्रकाशनपरायण, ૮ साकारब्रह्मवादैकस्थापक, ૯ वेदपारग. સાતમું નામ

શ્રીમદાચાર્યજીએ શ્રીસુબોધિનીજીના આરંભમાં દર્શાવેલા સ્વાવતારપ્રયોજનના આધારે છે. શ્રીમદાચાર્યજી શ્રીભાગવતના ગૂઢાર્થનો પ્રકાશ કરવામાં ઉદ્યુક્ત છે. નિરન્તર શ્રીમદ્ભાગવતના ગૂઢાર્થમાંજ વિચારનિષ્ઠ છે. આઠમા નામથી શ્રીમદાચાર્યજીએ શુદ્ધ સાકાર બ્રહ્મવાદનું જ સ્થાપન કર્યું છે એમ જણાવ્યું છે. નવમું નામ શ્રીમદાચાર્યજી વેદને પાર પહોંચેલા છે એમ જણાવે છે. વેદનું શું તાત્પર્ય છે તે કેવલ શ્રીમદાચાર્યજી જ જાણે છે. ૮.

**मायावादनिराकर्ता सर्ववादिनिरासकृत् ।**
**भक्तिमार्गाब्जमार्तण्डः स्त्रीशूद्राद्युद्धृतिक्षमः ॥ ९ ॥**

આ શ્લોકમાં અન્ય ચાર નામનું નિરૂપણ છે. વેદનું તાત્પર્ય શ્રીમદાચાર્યજી જ જાણે છે એમ ઉપરના નામમાં કહ્યું. વેદનું તાત્પર્ય માયાવાદમાં નથી જ અને તેથી આચાર્યશ્રીએ તેનું શ્રીમદણુભાષ્યાદિ ગ્રન્થોદ્વારા નિરાકરણ કર્યું છે. એમ દશમા मायावादनिराकर्ता એ નામ થી પ્રતિપાદન કર્યું છે. સર્વથી બળવાન્ મલ્લને હરાવ્યો એટલે બધા મલ્લો હાર્યા તેમ માયાવાદનો નિરાસ કર્યો તો પછી સાંખ્યાદિ અન્ય વાદોનો નિરાસ આચાર્યશ્રી કરે એમાં તે શું આશ્ચર્ય. આ તાત્પર્ય જણાવવાને અગીયારમું सर्ववादिनिरासकृत् એ નામ ધર્યું છે. માયાવાદાદિ સર્વ વેદવિરૂદ્ધ વાદોનો નિરાસ કરી શ્રીમદાચાર્યજીએ ભકિત માર્ગને ખિલવ્યો છે તે જણાવવાને આચાર્યશ્રીને ભકિતમાર્ગરૂપ કમલના સૂર્ય બારમાં નામમાં કહ્યા છે. ભકિતમાર્ગને આચાર્યશ્રીએ ખિલવ્યો એમ જણાવીને અને ભકિતમાર્ગમાં જીવમાત્ર અધિકારી હોવાથી વેદવત્ સ્ત્રીશૂદ્રના ઉદ્ધારના દ્વાર ત્યાં બંધ નથી, પરન્તુ ભકિતમાર્ગમાં તો સ્ત્રીશૂદ્રને પણ બ્રાહ્મણાદિવત્ સમાન અધિકાર છે એમ જણાવીને તેવાં સ્ત્રીશૂદ્રોનો ઉદ્ધાર કરવાને પણ આચાર્યશ્રી શકિતમાન્ છે એમ તેરમાં નામમાં જણાવ્યું છે.

**अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानवः ।
अंगीकृतौ समर्यादो महाकारुणिको विभुः ॥ १० ॥**

આ શ્લોકમાં અધિક ચાર નામ છે. ૧૪ अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानवः, १५ अंगीकृतौ समर्यादः, १६ महाकारुणिकः, १७ विभुः, ચૌદમાં નામમાં એમ જણાવ્યું છે કે આચાર્યશ્રીના અંગીકારમાત્રથી જ માનવદૈવી જીવ ગોપીશ ભગવાનને પ્રિય થાય છે. ભગવત્પ્રિયત્વનું કારણ શ્રીમદાચાર્યકૃત અંગીકાર જ છે, અન્ય સાધનાદિ નહિ. પંદરમાં નામમાં એમ જણાવ્યું છે કે આચાર્યશ્રી દૈવી જીવનો અંગીકાર કરતી સમયે સ્વમાર્ગીય મર્યાદાને અનુસરે છે. મુક્તિથી અધિક એવો સાક્ષાત્ ભગવત્સંબન્ધ પ્રાપ્ત કરીને હું કૃતાર્થ થાઉં છું એવી બુદ્ધિથી સાક્ષાત્ ફલરૂપ ભક્તિમાર્ગના પ્રવર્તક તરીકે આચાર્યશ્રીનું સ્વરૂપ જાણીને તદીયત્વથી પોતાના મનોરથની સિદ્ધિ છે એમ જાણી, મને આપનો કરો એમ પ્રાર્થનાથી જે આચાર્યશ્રીને શરણે આવે છે તેને કૃપાથી સ્વમાર્ગની મર્યાદાના પ્રકારથી સ્વસમીપ લઇ જઇને સ્વમાર્ગીય ઉપદેશના પ્રકારથી ઉપદેશીને ભગવાનને નિવેદન કરીને પછી સ્વીય તરીકે અંગીકાર તેનો કરે છે. આ જ આ માર્ગમાં અંગીકારની મર્યાદા છે એ જણાવવાને આ નામ ધર્યું છે. હીન જીવનો ઉત્તમ પ્રભુ સાથે આ પ્રકારે સંબન્ધ કરી આપવામાં કારણ આચાર્યશ્રીની જીવો ઉપર મહતી કરૂણા જ છે એ જણાવવાને મહાકારૂણિક એ નામ ધર્યું છે. આચાર્યશ્રી સર્વકરણસમર્થ છે તે દર્શાવવાને વિભુ એ નામ ધર્યું છે.

**अदेयदानदक्षश्च महोदारचरित्रवान् ।
प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः ॥ ११ ॥**

આ શ્લોકમાં ત્રણ નામ ધર્યાં છે. ૧૮ अदेयदानदक्षः, १९ महोदारचरित्रवान्, २० प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः० પ્રથમનામથી આચાર્યશ્રી સામાન્યરીતે નહિ દાન થઇ શકે તેવી વસ્તુનું દાન કરવાને

કુશલ છે એમ જણાવ્યું છે. બ્રહ્માદિને દુર્લભ એવું સ્વસર્વસ્વ ભકત લોકોને દાન કરે છે. ગમે તેવા જીવને નિજકૃપાના બલથી ઉત્તમોત્તમ ફલનું દાન કરવામાં આચાર્યજીનું મહાઉદાર અલૌકિક ચરિત્ર જ પ્રકટ થાય છે તે જણાવવાને દ્વિતીય નામ ધર્યું છે. નિજભકતોને આચાર્યશ્રીનું આપ્રકારે અલૌકિકત્વ સ્ફુરે છે, પરન્તુ આસુર મનુષ્યોને તો આચાર્યશ્રી પ્રાકૃત લોકોનું અનુકરણ કરીને તે બહાનાથી મોહ પમાડે છે. પ્રાકૃત મનુષ્યો-આચાર્યશ્રીમાં કાયકલેશાદિનું સહન જોઇને મુગ્ધ બને છે. તે જણાવવાને આ તૃતીયનામ ધર્યું છે.

वैश्वानरो वल्लभाख्यः सद्रूपो हितकृत्सताम् ।
जनशिक्षाकृते कृष्णभक्तिकृन्निखिलेष्टदः ॥ १२ ॥

આ શ્લોકમાં છ નામ ધર્યાં છે. આપશ્રી વૈશ્વાનર છે, આપશ્રીનું અન્ય નામ શ્રીવલ્લભ છે. આપશ્રી સદ્રૂપ છે, સચ્ચિદાનંદરૂપ સુંદર રૂપ છે. સત્પુરૂષોના ભકતોના હિત કરવાવાળા છે, નિજ સેવકોના શિક્ષણ માટે સદાનન્દ કૃષ્ણની ભકિતના કર્તા છે, કૃષ્ણસેવાના પ્રવર્તક છે. નિજ જનોને ભગવત્સ્વરૂપ સંબંધી સ્વમાર્ગીય સર્વનુ દાન કરનાર પણ શ્રીમદાચાર્યજી જ છે.

सर्वलक्षणसंपन्नः श्रीकृष्णज्ञानदो गुरुः ।
स्वानन्दतुन्दिलः पद्मदलायतविलोचनः ॥ १३ ॥

આ શ્લોકમાં પાંચ નામ ધર્યા છે. આપશ્રી સર્વ શુભ લક્ષણોથી યુકત છે. શ્રીકૃષ્ણના જ્ઞાનના દાન કરવાવાલા પણ આપ છે. શ્રીકૃષ્ણપદથી રસાત્મક ભકતનું સાહિત્ય કહેલું છે. તેથી ભકિતમાર્ગીય ફલાત્મક જ્ઞાનનું દાન કરવાવાલા પણ આચાર્યશ્રી છે. શુદ્ધ પુષ્ટિમાર્ગના રસાત્મક પ્રેમમાર્ગના ગુરૂ આચાર્યજી જ છે. શુદ્ધ પુષ્ટિમાર્ગના ઉપદેષ્ટા અને શુદ્ધ પુષ્ટિમાર્ગના ફલદાતા આચાર્યજીવિના અન્ય કોઇ નથી, સ્વાનન્દથી

જ આચાર્યશ્રી તુન્દિલ છે, પુષ્ટ છે, ભગવદાનન્દથી પુષ્ટ છે, વિષયસુખ થી નહિ. કમલપત્રની માફક વિશાલ લોચન આચાર્યશ્રીના છે. કમલપ ત્રના જેવા નેત્ર કહેવાથી સહજ નેત્રની રાગયુકતતા સૂચવી છે.

कृपादृग्वृष्टिसंहृष्टदासदासीप्रियः पतिः ।
रोषदृक्पातसंप्लुष्टभक्तद्विड् भक्तसेवितः ॥ १४ ॥

આ શ્લોકમાં ચાર નામ છે. કૃપાયુકત દૃષ્ટિની વૃષ્ટિથી નિજ સેવકોને દાસ તથા દાસીઓને આપે આનન્દિત કરેલા છે. તેવા દાસદાસીઓને આપશ્રી પ્રિય છે. આપને કાલાદિનો ભય નથી તેથી પોતાને શરણે આવેલા જીવોને કાલાદિનું ભય નિવારણ કરે છે, તેમનું આપ રક્ષણ કરે છે. તેથી તેમના પતિરૂપ આપ છે. આપ રોષયુકત દૃષ્ટિના પાતથી ભકત ના દ્વેષ કરનારાઓને દગ્ધ કરે છે. ભકતો આપશ્રીની સેવા કરે છે. ૧૪.

सुखसेव्यो दुराराध्यो दुर्लभांघ्रिसरोरुहः ।
उग्रप्रतापो वाक्सीधुपूरिताशेषसेवकः ॥ १५ ॥

આ શ્લોકમાં પાંચ નામ છે. ભકતો આપશ્રીની સુખથી સેવા કરી શકે છે, ભકતના ભાવાનુરૂપ સેવા આપશ્રી અંગીકાર કરે છે. ભકતથી અન્યને આપશ્રી દુરારાધ્ય છે, ભકતથી અન્ય કદાચિત્ અતિકષ્ટથી સંતોષ આપશ્રીનો સંપાદન કરી શકે, પરન્તુ તેમની સેવા આપશ્રી અંગીકાર કરતા નથી. આપશ્રીનું ચરણકમલ દુર્લભ છે, ભકતોને જ્યારે આપશ્રીનું ચરણકમલ દુર્લભ છે તો અન્યની વાત જ શી. નિજ ચરણકમલ દુર્લભ છે, અર્થાત્ આચાર્યશ્રીમાં ભકિત થવી દુર્લભ છે, તત્કૃપાથીજ થાય છે. આપશ્રીનો પ્રતાપ ઉગ્ર છે; અભકતો એ તાપ સહી શકતા નથી. અભકતોને નિજ ઉગ્ર પ્રતાપથી તાપે છે, અને નિજ સર્વ સેવકોને વચનામૃત પૂર્ણ કરી તેમના તાપ ટાળે છે. ૧૬

**श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमः ।**
**तत्सारभूतरासस्त्रीभावपूरितविग्रहः ॥ १६ ॥**

આ શ્લોકમાં બે નામ છે. આપશ્રી શ્રીભાગવતરૂપ અમૃતસમુદ્રનું મંથન કરવાને શકિતમાન્ છે. આપશ્રીજ શ્રીભાગવતનું શુદ્ધ તાત્પર્ય તેનો સાંગોપાંગ વિચાર કરીને દર્શાવવાને સમર્થ છે. શ્રીભાગવતરૂપ અમૃત સમુદ્રના સારભૂત રાસસ્ત્રી—ગોપવધૂ—ના ભાવથી પૂર્ણમૂર્તિરૂપ શ્રીમદાચાર્યજી છે.

**सांनिध्यमात्रदत्तश्रीकृष्णप्रेमा विमुक्तिदः ।**
**रासलीलैकतात्पर्यः कृपया तत्कथाप्रदः ॥ १७ ॥**

આ શ્લોકમાં ચાર નામ છે. આપશ્રી નિજ સાંનિધ્યમાં આવનારને શ્રીકૃષ્ણપ્રેમનું દાન કરે છે. આપશ્રી શ્રીકૃષ્ણ પ્રેમરસથી બહાર અને ભીતર પૂર્ણ છે અને તેથી આપશ્રીના સમીપ આવનાર ભકતને તે પ્રેમરસનું દાન કરે છે. લીલાવિશિષ્ટ ફલાત્મક સ્વરૂપમાં પ્રેમનું દાન આચાર્યજી કરે છે. મુકિતથી અધિક ભગવત્સંબંધરૂપ ફલનું દાન આચાર્યશ્રી કરે છે. વિવિધમુકિતનું દાન અધિકારીભેદથી આપશ્રીજ કરે છે. સાંનિધ્યમાત્રથી અન્ય વિષયોમાં નિજભકતોને અનિચ્છા આપશ્રી પ્રકટ કરે છે. આપશ્રીનું તાત્પર્ય કેવલ રાસલીલામાંજ છે. અર્થાત્ રાસલીલામાં મધ્યપાત અને તદ્દ્વારા ભગવત્સંબંધ એજ પુષ્ટિમાર્ગીય પરમમુકિત છે એમ અત્ર સૂચવાય છે. આપશ્રી કૃપાથીજ શ્રીસુબોધિની દ્વારા એ રાસલીલાના કથારસનું દાનકરે છે. ૧૭.

**विरहानुभवैकार्थसर्वत्यागोपदेशकः ।**
**भक्त्याचारोपदेष्टा च कर्ममार्गप्रवर्तकः ॥ १८ ॥**

આ શ્લોકમાં ત્રણ નામ છે. કેવલ પ્રભુના વિરહના અનુભવના પ્રયોજનાર્થ સર્વત્યાગ કરવાનો ઉપદેશ આપશ્રી કરે છે. ભક્તિમાર્ગના

આચારના–સેવામાર્ગના–પ્રકારના ઉપદેશકર્તા આપશ્રીજ છે. કર્મમાર્ગના પ્રવર્તક પણ આપશ્રી છે. નિજ સેવકોને જો આપશ્રી વર્ણાશ્રમના આચાર ધર્મ ન પળાવે તો બહિર્મુખો ભક્તિમાર્ગને નિન્દે. તેથી તેની પણ પ્રવૃત્તિ નિજ સેવકોમાં આપશ્રી કરેછે. લોકસંગ્રહાર્થ કર્મો પણ આપશ્રી કરે છે. ૧૮.

**यागादौ भक्तिमार्गैकसाधनत्वोपदेशकः ।**
**पूर्णानन्दः पूर्णकामो वाक्पतिर्विबुधेश्वरः ॥ १९ ॥**

આ શ્લોકમાં પાંચ નામ છે. યજ્ઞયાગાદિમાં ભકિતમાર્ગની એક મુખ્ય સાધનતા તેના ઉપદેશકર્તા આપશ્રીજ છે. આપશ્રી યજ્ઞાદિ કરીને નિજજનોના ભકિતમાર્ગમાં થતા બે અપરાધની નિવૃત્તિ કરે છે. અન્ય દેવતાના સંબંધની નિવૃત્તિ આપ દેવતાયાગ ભગવાનની વિભૂતિ તરીકે કરીને કરે છે, અને ભકિતજ ફલ છે, અને સ્વર્ગાદિ નહિ એ પણ નિષ્કામ યજ્ઞાદિ કરીને આપશ્રી યાગાદિને ભકિતમાર્ગના સાધન તરીકે ઉપદેશે છે. યાગાદિ આપશ્રી કરે છે તેથી કોઇ બહિર્મુખને શંકા થાય કે આપશ્રી સ્વર્ગાદિની કામનાથી કરતા હશે તો તે દૂર કરવાને અન્ય બે નામ કહયાં છે. આપશ્રી પૂર્ણાનન્દ છે, અને પૂર્ણકામ છે. આચાર્યશ્રીએ પૂર્ણાનન્દનામ સંન્યાસ લીધો ત્યારે ધર્યું હતું એમ અભિયુકતો કહે છે. આપશ્રી વાણીના સરસ્વતીના પતિ છે, નિયામક છે, વેદાદિ સકલ વિદ્યાઓના નિયામક આપશ્રી છે; આપશ્રી અગ્નિ હોવાથી વાણીના અધિષ્ઠાતા દેવ છે. આપશ્રી પંડિતોને પણ જ્ઞાનાર્થ ઉપાસ્ય છે. જ્ઞાનિભકતોને ફલદાન કરવાવાળા આચાર્યશ્રીજ છે. ૧૯.

**कृष्णनामसहस्रस्य वक्ता भक्तपरायणः ।**
**भक्त्याचारोपदेशार्थनानावाक्यनिरूपकः ॥ २० ॥**

આ શ્લોકમાં ત્રણ નામ છે. શ્રીભાગવતમાં પ્રતિપાદિત દશલીલા વિશિષ્ટ પુરૂષોત્તમ કૃષ્ણના સહસ્રનામના પ્રકટ કર્તા આપશ્રીજ છે; શ્રીપુરૂષો-

ત્તમ સહસ્રનામ આપશ્રીએ પ્રકટ કર્યાં છે. ભકતપરાયણ આપશ્રી છે. ભકિતમાર્ગના આચાર ઉપદેશવાને નવરત્ન, ભકિતવર્ધિની વગેરે પ્રકરણ ગ્રન્થો આપશ્રીએજ પ્રકટ કર્યા છે.

**स्वार्थोज्झिताखिलप्राणप्रियस्तादृशवेष्टितः ।**
**स्वदासार्थकृताशेषसाधनः सर्वशक्तिधृक् ॥ २१ ॥**

આ શ્લોકમાં ચાર નામ છે. પોતાની કૃતાર્થતાની સિદ્ધિને માટે જેમણે ભકિતમાર્ગથી વિરૂદ્ધ સર્વનો ત્યાગ કર્યો છે તેવાઓને આચાર્યશ્રી પ્રાણથી પણ અધિક પ્રિય છે આપશ્રીને જેમણે પોતાના દેહાદિ સર્વ નિવેદન કર્યા છે તેમને પ્રાણથી પણ પ્રિય છે તેવાજ ભકતોથી આપશ્રી સેવાર્થ વેષ્ટિત છે. તેવા ભકતો આપશ્રીની સેવા માટે આસપાસ વીંટલાયલા રહે છે. આપશ્રીની ચેષ્ટા વિલાસ તેવા ભકતોની પ્રપત્તિ—શરણ ગતિને અનુકૂલ છે. શ્રીરઘુનાથજી वेष्टित ને સ્થલે चेष्टित પાઠ સ્વીકારે છે. નિજ દાસોને માટે આપશ્રી અશેષ સાધન કરે છે. પોતાને શરણ આવેલા નિજ દાસોને માટે આપશ્રી સર્વ ભોગસાધન અને ભગવત્પ્રાપ્તિના સાધન કરે છે. લૌકિક વૈદિક સર્વ સાધન તેમને માટે આપશ્રી કરે છે. આપશ્રી સર્વ શકિત ધારણ કરે છે; અને સર્વ ભકતોમાં સ્વ-સામર્થ્યનું દાન કરી ધારણ કરાવે છે. ૨૧

**भुवि भक्तिप्रचारैककृते स्वान्वयकृत् पिता ।**
**स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्यः स्मयापहः ॥ २२ ॥**

આ શ્લોકમાં ચાર નામ છે. ભૂતલ ઉપર કેવલ ભકિતમાર્ગનાજ પ્રચારને માટે પોતાનો વંશ સ્થાપે છે. શ્રીગોકુલેશ અન્વય શબ્દનો માત્ર પુત્ર અર્થ કરે છે, શ્રીરઘુનાથજી અપત્યપરમ્પરા અર્થ કરે છે. વંશમાં કેવલ ઔરસત્વ જણાવવાને પિતા એ નામ ધર્યું છે. સ્વવંશમાં આપશ્રીએ પોતાનું અશેષ માહાત્મ્ય સ્થાપન કરેલું છે. ગર્વથી આપશ્રીના

સદશ કોઇ કરવા થવા જાય તો તેનો ગર્વ આપશ્રી હરણ કરેછે. કાંઇક હાસ્યથી આપશ્રી ભકતોનું દુઃખ દૂર કરે છે. ૨૨.

**पतिव्रतांपतिः पारलौकिकैहिकैदानकृत् ।**
**निगूढहृदयोनन्यभक्तेषु ज्ञापिताशयः ॥ २३ ॥**

આ શ્લોકમાં ચાર નામ છે. આપશ્રી પતિવ્રતાના પતિ છે. જેટલા અલૌકિક ધર્મો આપશ્રીમાં છે તેટલા જ શ્રીમહાલક્ષ્મીજીમાં છે. આજ કારણથી તેમના વંશમાં પણ તેવું જ અલૌકિક માહાત્મ્ય સ્થિત આપશ્રીએ કર્યું. સ્વમાર્ગીય ભગવત્સંબન્ધરૂપ પારલૌકિક તથા સેવાર્થ સ્ત્રીપુત્રધનાદિરૂપ ઐહિક એ સર્વનું દાન આપશ્રીજ કરે છે. આપશ્રીનું હૃદય નિગૂઢ છે. આપશ્રીનું હાર્દ સમજવું દુર્લભ છે. કેવલ નિજ અનન્ય ભકતોને શ્રીપદ્મનાભદાસાદિ જેવા વિરલ ભકતોને આપશ્રી નિજ આશય સ્ફુરાવે છે. ૨૩.

**उपासनादिमार्गातिमुग्धमोहनिवारकः ।**
**भक्तिमार्गे सर्वमार्गवैलक्षण्यानुभूतिकृत् ॥ २४ ॥**

આ શ્લોકમાં બે નામ છે. ઉપાસનાદિ માર્ગોમાં જે લોકો અતિમુગ્ધ થયલા છે તેમનો મોહ તેમને ભકિતમાર્ગનુ નિરૂપણ કરીને દૂર આપશ્રી જ કરે છે. ભકિતમાર્ગનું પ્રાકટ્ય કરીને કર્મ જ્ઞાન ઉપાસના માર્ગમાં મુગ્ધ થયલા પંડિતોનો મોહ દૂર કરે છે. કર્મજ્ઞાન વગેરે સર્વ માર્ગોથી ભકિતમાર્ગનું વૈલક્ષણ્ય વિલક્ષણતા-આપશ્રી અનુભવ કરાવે છે. આપશ્રી એ પ્રકટ કરેલા પ્રેમભકિતમાર્ગ આગળ એ સર્વ માર્ગો તુચ્છ છે એમ આપશ્રી સાક્ષાત્ અનુભવ કરાવે છે. ૨૪.

**पृथक्शरणमार्गोपदेष्टा श्रीकृष्णहार्दवित् ।**
**प्रतिक्षणनिकुञ्जस्थलीलारससुपूरितः ॥ २५ ॥**

આ શ્લોકમાં ત્રણ નામ છે. ભકિતમાર્ગથી પૃથક્ ભિન્ન એવો શરણમાર્ગ છે. તેનો પણ ઉપદેશ આપશ્રી કરે છે. પંચરાત્રાદિમાં

ઉપદેશેલો શરણમાર્ગ છે તેનાથી આપશ્રીનો ઉપદેશેલો ભક્તિમાર્ગ યદ્યપિ શબ્દો તેના તે હોય, તોપણ તેનાથી ભિન્ન છે. તે મર્યાદામાર્ગીય છે, આ પુષ્ટિમાર્ગીય છે. શ્રીકૃષ્ણનું હાર્દ—અંતરંગ અભિપ્રાય—આપશ્રીજ જાણે છે. પ્રતિક્ષણ પ્રભુની નિકુંજની લીલારસથી સુપૂરિત છે. આન્તર અને બાહ્ય પ્રભુના નિકુંજ લીલારસના અનુસંધાનથી આપશ્રી પૂર્ણ છે. અનિર્વચનીય ભાવવિશેષથી આપશ્રી વ્યાપ્ત છે. ૨૫.

**तत्कथाक्षिप्तचित्तस्तद्विस्मृतान्यो व्रजप्रियः**
**प्रियव्रजस्थितिः पुष्टिलीलाकर्ता रहःप्रियः ॥ २६ ॥**

આ શ્લોકમાં ૭ નામ છે. નિકુંજસ્થ રાધામાધવની કથારસમાં આપશ્રીનું ચિત્ત સ્થિર છે. સંયોગવિપ્રયોગ ઉભય રસથી આપશ્રી પૂર્ણ છે. તે કથા વિના અન્યની આપશ્રીને સ્મૃતિ નથી. આપશ્રીને વ્રજ પ્રિય છે. વ્રજમાં સ્થિતિ કરવી નિવાસ કરવો આપશ્રીને પ્રિય છે, લોકવેદાતીત અનુગ્રહાત્મક લીલા આપશ્રી કરે છે. આપશ્રીને એકાન્ત પ્રિય છે, કારણકે પ્રભુની નિગૂઢ લીલાનો રસાનુભવ ત્યાંજ સારી રીતે થઇ શકે. ૨૬

**भक्तेच्छापूरकः सर्वाज्ञातलीलोऽतिमोहनः ।**
**सर्वासक्तो भक्तमात्रासक्तः पतितपावनः ॥ २७ ॥**

આ શ્લોકમાં પણ ૭ નામ છે. જેમ એકાન્તમાં ભગવલ્લીલાનો અનુભવ આપશ્રી કરે છે તેમ તે કથારસનો આસ્વાદ ભકતોને કરાવી તેમના તેવા મનોરથ આપશ્રી પૂર્ણ કરે છે. આપશ્રીની સર્વ લીલા ભકતોને પણ અજ્ઞાત છે. આથી એમ સૂચના થાય છે નિજ અનુભવથી અન્ય પ્રકાર આપશ્રી બોધે છે, નહિ કે આપશ્રીનો સાક્ષાત્ અનુભવેલો પ્રકાર; અથવા આપશ્રીની સર્વ લીલા ભકતો સારી રીતે જાણે છે. નિજ સ્વરૂપનું દર્શન કરાવીને આપશ્રી ભકતોને અત્યન્ત મુગ્ધ કરેછે, અને નિજરૂપનું અદર્શન કરી અભકતોને મોહ પમાડે છે. સર્વ ભકતોમાં

આપશ્રી આસકત છે અને અભકતોમાં અનાસકત છે, તેમનામાં આપશ્રીની ઉપેક્ષા છે. કેવલ ભકતોમાંજ આપશ્રીની આસકિત છે. પતિત બ્રહ્મહત્યાદિ મહાપાતકોથી દુષ્ટ જીવોના સ્વીકાર માત્રથી આપશ્રી તેમને પાવન કરે છે, ભકિતમાર્ગથી વિરૂદ્ધ આચરણ કરીને જે ભકતો પતિત થયલા છે તેમને પાવન કરવાવાળા આપશ્રીજ છે. ૨૭.

**स्वयशोगानसंहृष्टहृदयाम्भोजविष्टरः ।**

**यशःपीयूषलहरीप्लावितान्यरसः परः ॥ ३३ ॥**

આ શ્લોકમાં ત્રણ નામ છે. પોતાના-પ્રભુના-યશોગાન થી જેમના હૃદય કમલ આનંદિત થયલા છે તેવાં ભકતોના હૃદય આપશ્રીના આસન રૂપ છે. આપશ્રી તેવાના જ હૃદયકમલમાં બિરાજે છે. પ્રભુના ગુણગાનથી હૃદય નિર્દુષ્ટ બને છે, અને ગુણગાનથી સુવાસિત બનતા કમલરૂપ થાય છે. ત્યાંજ આચાર્યશ્રી સ્ફુરે છે. ગુણગાનરૂપ અમૃતની લહેરીઓથી અન્ય લૌકિક શૃંગારાદિ રસોને આપશ્રીએ તુચ્છ કરી નાખ્યા છે. નિજ જનોને આપશ્રી પૂર્ણ કરે છે. અગણિતાનન્દ પુરૂષોત્તમ પણ આપશ્રી છે ૨૮.

**लीलामृतरसार्द्रार्द्रीकृताखिलशरीरभृत् ।**

**गोवर्धनस्थित्युत्साहस्तल्लीलाप्रेमपूरितः ॥ २९ ॥**

આ શ્લોકમાં ત્રણ નામ છે. કૃષ્ણલીલાના અમૃતરસથી નિજજનોને આપશ્રી બાહ્યાભ્યંતર આર્દ્ર કરે છે. આપશ્રીનો ઉત્સાહ શ્રીગોવર્ધનમાં શ્રીગિરિરાજમાં સ્થિતિ કરવાનો છે. આથી તેવા નિર્દુષ્ટ ભગવલ્લીલા સ્થાનમાં આપશ્રીની સ્થિતિ છે એમ જણાવ્યું. શ્રીગોવર્ધનધરની લીલા પ્રેમથી પુર્ણ છે. ૨૯.

**यज्ञभोक्ता यज्ञकर्ता चतुर्वर्गविशारदः ।**

**सत्यप्रतिज्ञस्त्रिगुणातीतो नयविशारदः ॥ ३० ॥**

આ શ્લોકમાં છ નામ છે. આપશ્રી અગ્નિરૂપ હોવાથી અગ્નિહોત્રાદિ યજ્ઞોના ભોકતા આપશ્રી છે. ઇન્દ્રયાગભંગ કરીને તે બલિભોજન

પ્રભુએ કર્યું. આપશ્રી ભગવન્મુખરૂપ હોવાથી યજ્ઞભોક્તા થયા. અન્નકૂટાદિ યજ્ઞ ભક્તોમાં પ્રવર્તાવવાથી અગ્નિહોત્રાદિ સ્વયં કરતા હોવાથી આપશ્રી યજ્ઞકર્તા છે. ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ સિદ્ધ કરવા કરાવવામાં આપશ્રી નિપુણ છે. નિજજનોના ચતુર્વર્ગ આપશ્રીજ સિદ્ધ કરે છે. આપશ્રીની પ્રતિજ્ઞા સત્ય છે. સત્ત્વ રજસ્ તમસ્ વગેરે પ્રાકૃત ગુણોથી આપશ્રી અતીત છે. આપશ્રી નિર્ગુણ છે. આપશ્રી નીતિશાસ્ત્રમાં ચતુર છે, સ્વસિદ્ધાન્તશાસ્ત્રમાં આપશ્રી અત્યન્ત નિપુણ છે. ૩૦.

**स्वकीर्तिवर्धनस्तत्त्वसूत्रभाष्यप्रदर्शकः।**
**मायावादाख्यतूलाग्निर्ब्रह्मवादनिरूपकः ॥ ३१ ॥**

આ શ્લોકમાં ચાર નામ છે. સ્વમાર્ગીય રહસ્ય ગ્રન્થોના નિરૂપણથી નિજજનોમાં આપશ્રીની કીર્તિ પ્રસરે છે. ઉત્કૃષ્ટ પુણ્ય કર્મના આચરણથી આપશ્રી નિજ સત્ખ્યાતિનો વિસ્તાર કરે છે. તત્ત્વસૂત્ર—બ્રહ્મસૂત્ર—ન યથાર્થ પ્રતિપાદન કરવાને ભાષ્ય આપશ્રી પ્રકટ કરે છે. માયાવાદા નામક રૂના દાહ કરવાવાલા અગ્નિરૂપ આપશ્રીજ છે. આ સર્વ બ્રહ્મરૂપ છે એવા બ્રહ્મવાદનું નિરૂપણ કરવાવાલા આપશ્રીજ છે. ૩૧.

**अप्राकृताखिलाकल्पभूषितः सहजस्मितः।**
**त्रिलोकीभूषणं भूमिभाग्यं सहजसुन्दरः ॥ ३२ ॥**
**अशेषभक्तसंप्रार्थ्यचरणाब्जरजोधनः ॥ ३२ ॥**

આ દોઢ શ્લોકમાં પાંચ નામ છે. આપશ્રી અલૌકિક સર્વ લીલારસ ભાવરૂપ અલંકારોથી શોભાયમાન છે. અન્ય ભાષ્યકારોએ ફલાધ્યાયમાં ફલ બતાવ્યું છે, પરન્તુ સર્વોત્કૃષ્ટ લીલારસરૂપ ફલ જેવું આચાર્યશ્રીએ દર્શાવ્યું છે તેવું કોઇએ દર્શાવ્યું નથી. શ્રીગોકુલેશપ્રભુના આ કથનથી આચાર્યશ્રીએ ફલાધ્યાયનું ભાષ્ય પ્રકટ કરેલું જે આપણા દુર્ભાગ્યે હાલ લુપ્ત-

પ્રાય થયું છે એમ અનુમાન થાય છે. લીલારસના ભાવ નિરૂપણુથી આપશ્રીમાં સહજ સ્મિત છે. આપશ્રી ત્રણે લોકના ભૂષણુરૂપ છે. ભૂમિના ભાગ્યરૂપ પૂર્ણ પુણ્યફલરૂપ આપશ્રીજ છે. આપશ્રીમાં સૌન્દર્ય સહજ છે. આપશ્રીનું ચરણુકમલની પરાગરૂપ ધન—અક્ષય નિધિ સર્વ અનન્ય ભગવદીયોને સંપ્રાર્થ્ય છે. આપશ્રીના અનન્ય ભકતો આપશ્રીના ચરણુકમલની પરાગરૂપ ધનની નિરન્તર અભિલાષા રાખે છે. ૩૨॥

આ પ્રકારે ૧૦૮ નામ આચાર્યશ્રીના નિરૂપણુ કરી સ્તોત્રનો ઉપસંહાર કરે છેઃ—

इत्यानन्दनिधेः प्रोक्तं नाम्नामष्टोत्तरं शतम् ॥ ३३ ॥
श्रद्धाविशुद्धबुद्धिर्यः पठत्यनुदिनं जनः ।
स तदेकमनाः सिद्धिमुक्तां प्राप्नोत्यसंशयः ॥ ३४ ॥
तदप्राप्तौ वृथा मोक्षस्तदाप्तौ तद्गतार्थता ।
अतः सर्वोत्तमं स्तोत्रं जप्यं कृष्णरसार्थिभिः ॥ ३५ ॥

આ પ્રકારે આનન્દના નિધિરૂપ શ્રીમહાપ્રભુજીના ૧૦૮ નામ કહ્યાં છે. શ્રદ્ધાથી વિશુદ્ધ થયલી બુદ્ધિવાલો જે સુજન તદેકમન થઇને-આપશ્રીમાં ચિત્ત પરોવીને દરરોજ આનો પાઠ કરશે તેને અહિ કહેલી સિદ્ધિ જરૂર પ્રાપ્ત થશે. એ સિદ્ધિ મલ્યા વિનાનો મોક્ષ વૃથા છે, અને એ સિદ્ધિ મલેથી મોક્ષ ગતાર્થ છે. એ સિદ્ધિ પ્રાપ્ત થયેથી મોક્ષનું પ્રયોજન રહેતું નથી, માટે કૃષ્ણુરસની જેમને અભિલાષા છે તેમણે આશ્રીસર્વોત્તમનો જપ કરવો એમ શ્રીમત્પ્રભુચરણુની નિજ જનોને શિક્ષા છે. સ્તોત્રનું ફલ તથા અધિકારી આ પ્રકારે આપશ્રી નિરૂપણુ કર્યાં છે.

# श्रीनामरत्नाख्यस्तोत्र.



यन्नामार्कोदयात् पापध्वान्तराशिः प्रशाम्यति ।
विकसन्ति हृदब्जानि तन्नामानि सदाश्रये ॥ १ ॥

જેના નામરૂપ સૂર્યના ઉદયથી પાપરૂપ અંધકારનો સમૂહ (ઢગલો) નાશ પામે છે, અને હૃદયરૂપ કમલો વિકાસ પામે છે તેમના નામનો આશ્રય સદા હું કરૂં છું. ૧.

अनुष्टुभमिह छन्द ऋषिरग्निकुमारजः ।
सर्वशक्तिसमायुक्तो देवः श्रीवल्लभात्मजः ॥ २ ॥
विनियोगः समस्तेष्टसिद्ध्यर्थं विनिरूपितः ।

આ સ્તોત્રમાં છન્દ અનુષ્ટુભ છે, સ્તોત્રના દ્રષ્ટા ઋષિ અગ્નિકુમારના પુત્ર શ્રીરઘુનાથજી છે, સ્તોત્રના દેવ સર્વશકિતવાલા શ્રી વલ્લભાત્મજ શ્રીવિઠ્ઠલેશ્વર છે. આ સ્તોત્રનું પ્રયોજન સમસ્ત વાંછિતની સિદ્ધિને માટે છે. ૨॥.

श्रीविट्ठलः कृपासिन्धुर्भक्तवश्योतिसुन्दरः ॥ ३ ॥
कृष्णलीलारसाविष्टः श्रीमान् वल्लभनन्दनः ।

આપશ્રી (શ્રીગુસાંઇજી) શ્રીવિઠ્ઠલ છે, જ્ઞાનથી જ્ઞાનશૂન્યને પૂર્ણ કરે છે. આપશ્રી કૃપાના સાગર છે, ભકતને વશ છે, આપનુ સ્વરૂપ બહુ સુન્દર છે, આપશ્રી કૃષ્ણલીલાના રસથી આવિષ્ટ છે. આપશ્રી શ્રીમાન્— શોભાયુકત છે. શ્રીવલ્લભનન્દન—શ્રીમહાપ્રભુજીના લાડિલા છે.

दुर्दर्शो भक्तसंदृश्यो भक्तगम्यो भयापहः ॥ ४ ॥

દુષ્ટ લોકો આપશ્રીને જોઇ શકતા નથી. ભકતો આપશ્રીનું દર્શન સારી રીતે કરે છે. આપશ્રી ભકતગમ્ય છે. ભકતો આપશ્રીની સમીપ જઇ શકે છે. આપશ્રી ભયના દૂર કરવાવાલા છે.

**अनन्यभक्तहृदयो दीनानाथैकसंश्रयः ।**
**राजीवलोचनो रासलीलारसमहोदधिः ॥ ५ ॥**

અનન્ય ભકતના હૃદયરૂપ આપશ્રી છે. દીન અને અનાથના આપ એકલા આશ્રયરૂપ છે. આપશ્રીના નેત્ર કમલસદૃશ છે. રાસલીલાના રસના મહાસમુદ્રરૂપ આપ છે.

**धर्मसेतुर्भक्तिसेतुः सुखसेव्यो व्रजेश्वरः ।**
**भक्तशोकापहः शान्तः सर्वज्ञः सर्वकामदः ॥ ६ ॥**

આપશ્રી ધર્મના સેતુ છે, ભકિતના સેતુ છે, ધર્મ તથા ભકિત પ્રાપ્ત કરવામાં સાધનરૂપ છે, સુખથી આપશ્રીની સેવા થઇ શકે છે. વ્રજના આપ ઈશ્વર—રાજા છે. ભકતના શોક આપશ્રી દૂર કરે છે. આપશ્રી શાંત છે, સર્વજ્ઞ છે, સર્વ મનોરથનું દાન કરવાવાલાછે.

**रुक्मिणीरमणः श्रीशो भक्तरत्नपरीक्षकः ।**
**भक्तरक्षैकदक्षः श्रीकृष्णभक्तिप्रवर्तकः ॥ ७ ॥**

આપશ્રી શ્રીરૂકિમણીના રમણ છે, લક્ષ્મીના પદ્માવતીની પ્રશિ છે, ભકતરત્નની પરીક્ષા કરવાવાળા છે; ભકતની રક્ષામાંજ કુશલ છે, શ્રીકૃષ્ણ ભકિતના પ્રવર્તાનાર છે.

**महासुरतिरस्कर्ता सर्वशास्त्रविदग्रणीः ।**
**[illegible]ड्यहृदुष्णांशुर्भक्तनेत्रसुधाकर ॥ ८ ॥**

મહા અસુરનો આપશ્રી તિરસ્કાર કરે છે. સર્વ શાસ્ત્રના જ્ઞાતાઓના આપશ્રી નેતા છે, કર્મરૂપ જડતાને દૂર કરવાવાળા છે. આપશ્રી સૂર્ય છે. ભકત નેત્રના ચન્દ્રમા છે.

**महालक्ष्मीगर्भरत्नं कृष्णवर्त्मसमुद्भवः ।**
**भक्तचिन्तामणिर्भक्तिकल्पद्रुमनवांकुरः ॥ ९ ॥**

આપશ્રી શ્રીમહાલક્ષ્મીજીના ગર્ભરત્ન છે. કૃષ્ણ ( ભક્તિ ) માર્ગના ઉદ્ભવરૂપ છે, ભક્તના મનોરથ પૂર્ણ કરવાવાલા ચિન્તામણિ છે, ભક્તિ કલ્પવૃક્ષના નૂતન અંકુર છે.

**श्रीगोकुलकृतावासः कालिन्दीपुलिनप्रियः ।**
**गोवर्धनागमरतः प्रियवृन्दावनाचलः ॥ १० ॥**

શ્રીગોકુલમાં આપશ્રીએ સારી રીતે નિવાસ કર્યો છે. કાલિન્દી પુલિન—શ્રીયમુનાતટ આપશ્રીને પ્રિય છે, ગોવર્ધન—શ્રીગિરિરાજની તલેટીમાં આપશ્રી રત છે, જ્યાં રમણનું સ્થલ છે; અથવા શ્રીગોવર્ધનના શાસ્ત્રમાં ભક્તિમાર્ગમાં આપશ્રી નિષ્ઠ છે. આપશ્રી પ્રિય વૃન્દાવનમાં અચળ છે.

**गोवर्धनाद्रिमखकृन्महेन्द्रमदभित्प्रियः ।**
**कृष्णलीलैकसर्वस्वः श्रीभागवतभाववित् ॥ ११ ॥**

આપશ્રીએ ગોવર્ધન ગિરિરાજનો યજ્ઞ કર્યો છે, મહેન્દ્રના મદને હણનાર શ્રીકૃષ્ણના આપશ્રી પ્રિય છે. કૃષ્ણની લીલાઓજ આપશ્રીનું સર્વસ્વ છે. શ્રીભાગવતના ભાવને આપશ્રી જાણે છે.

**पितृप्रवर्तितपथप्रचारसुविचारकः ।**
**व्रजेश्वरप्रीतिकर्ता तन्निमन्त्रणभोजकः ॥ १२ ॥**

નિજ પિતૃચરણે પ્રવર્તાવેલા માર્ગના પ્રચારનો આપશ્રી સારો વિચાર કરે છે. વ્રજેશ્વર શ્રીકૃષ્ણની પ્રીતિ આપશ્રી કરે છે. તેના નિમંત્રણથી ભોજક કર્તા છે.

**बाललीलादिसुप्रीतो गोपीसंबन्धिसत्कथः ।**
**अतिगंभीरतात्पर्यः कथनीयगुणाकरः ॥ १३ ॥**

આપશ્રી પ્રભુની બાલલીલાઓ વગેરેમાં સુપ્રસન્ન છે. ગોપીસંબન્ધિની આપશ્રીની કથા સુન્દર છે. આપશ્રીનું તાત્પર્ય બહુ ગંભીર છે. શ્લાઘનીય ગુણોની આપશ્રી ખાણ છે.

पितृवंशोदधिविधुः स्वानुरूपसुतप्रसूः ।
दिक्चक्रवर्ती सत्कीर्तिर्महोज्ज्वलचरित्रवान् । १४ ॥

પિતૃચરણના વંશ સમુદ્રના આપશ્રી ચન્દ્રમા છે. પોતાના સદૃશ પુત્રોના આપશ્રી જનક છે. દિશાઓમાં આપશ્રીની આણ ફરે છે. આપશ્રીની કીર્તિ નિર્મલ છે. આપશ્રીનું ચરિત્ર મહા ઉજ્જવલ છે.

अनेकक्षितिपश्रेणीमूर्धासक्तपदाम्बुजः ।
विप्रदारिद्र्यदावाग्निर्भूदेवाग्निप्रपूजकः ॥ १५ ॥

અનેક રાજાઓની મસ્તકશ્રેણીથી આપશ્રીનું ચરણકમલ આસકત છે. વિપ્ર—બ્રાહ્મણની દરિદ્રતાના આપશ્રી દાવાગ્નિ છે, સમૂલ નાશ કરવાવાળા છે. બ્રાહ્મણ તથા અગ્નિના આપશ્રી પૂજક છે.

गोब्राह्मणप्राणरक्षापरः सत्यपरायणः ।
प्रियश्रुतिपथः शश्वन्महामखकरः प्रभुः ॥ १६ ॥

ગાય તથા બ્રાહ્મણોના પ્રાણની રક્ષા કરવાને આપશ્રી તત્પર છે. આપશ્રી સત્ય–પરાયણ છે. આપશ્રીને વેદમાર્ગ પ્રિય છે. નિત્ય આપશ્રી મહાયજ્ઞ કરે છે. આપશ્રી સમર્થ છે.

कृष्णानुग्रहसंलभ्यो महापतितपावनः ।
अनेकमार्गसंक्लिष्टजीवस्वास्थ्यप्रदो महान् ॥ १७ ॥

કૃષ્ણનો અનુગ્રહ આપશ્રીદ્વારા સુખથી સંપાદન થઇ શકે છે. મહાપતિતને પાવન કરવાવાલા આપશ્રી છે. અનેક માર્ગની અન્દર ભટકીને દુઃખ પામેલા જીવોને આપશ્રી સ્વાસ્થ્ય—શાન્તિનું દાન સારી રીતે કરી છે. આપશ્રી મહાન્ છે.

**नानाभ्रमनिराकर्ता भक्ताज्ञानभिदुत्तमः ।**
**महापुरुषसत्ख्यातिर्महापुरुषविग्रहः ॥ १८ ॥**

વિવિધ ભ્રાન્તિઓ આપશ્રી દૂર કરે છે. ભકતોનું અજ્ઞાન છેદવામાં આપશ્રી ઉત્તમ છે. મહાપુરૂષ સદૃશ આપશ્રીની સત્ખ્યાતિ છે. મહા-પુરૂષના જેવું આપશ્રીનું શ્રીઅંગ છે.

**दर्शनीयतमो वाग्मी मायावादनिरासकृत् ।**
**सदा प्रसन्नवदनो मुग्धस्मितमुखाम्बुजः ॥ १९ ॥**

આપશ્રી દર્શનીયોમાં ઉત્તમ છે, સ્વરૂપે અત્યન્ત સુન્દર છે. આપશ્રી મહાન્ વકતા છે. માયાવાદનો નિરાસ આપશ્રી કરેછે. આપશ્રીનું વદન સદા પ્રસન્ન છે. આપશ્રીનું મુખકમલ મુગ્ધ હાસ્યથી યુકત છે.

**प्रेमार्द्रदृग् विशालाक्षः क्षितिमण्डलमण्डनः ।**
**त्रिजगद्व्यापिसत्कीर्तिर्धवलीकृतमेचकः ॥ २० ॥**

આપશ્રીના નેત્ર પ્રેમથી આર્દ્ર છે. આપશ્રીના નેત્ર વિશાળ છે. ભૂમંડલના આપશ્રી અલંકાર છે. આપશ્રીની સત્કીર્તિ ત્રણ લોકમાં વ્યાપી છે. શ્યામને આપશ્રી શ્વેત કરે છે.

**वाक्सुधाकृष्टभक्तान्तःकरणः शत्रुतापनः ।**
**भक्तसंप्रार्थितकरो दासदासीप्सितप्रदः ॥ २१ ॥**

આપશ્રી વાણીસુધાથી ભકતોના અન્તઃકરણ આકર્ષે છે. શત્રુ-ઓને આપશ્રી તપાવે છે. ભકતનું સંપ્રાર્થિત આપશ્રી કરેછે. દાસ-દાસીઓને વાંછિતનું આપશ્રી દાન કરે છે.

**अचिन्त्यमहिमाऽमेयो विस्मयास्पदविग्रहः ।**
**भक्तक्लेशासहः सर्वसहो भक्तैकृते वशः ॥ २२ ॥**

આપશ્રીનો મહિમા અચિન્ત્ય છે; આપશ્રી અમેય છે, પ્રમાણાતીત છે, આપશ્રીનું વિગ્રહ વિસ્મયનું સ્થાન છે. ભકતનો કલેશ આપશ્રી સહન કરતા નથી, સર્વનું સહન કરેછે. ભકત માટે આપશ્રી વશ થાય છે.

आचार्यरत्नं सर्वानुग्रहकृन्मंत्रवित्तमः ।
सर्वस्वदानकुशलो गीतसंगीतसागरः ॥ २३ ॥

આપશ્રી આચાર્યરત્ન છે; સર્વના ઉપર અનુગ્રહ કરવાવાલા છે, મંત્રવેત્તાઓમાં ઉત્તમ છે, સર્વસ્વદાન કરવામાં કુશલ છે. ગીત સંગીતના આપશ્રી સાગર છે.

गोवर्धनाचलसखो गोपगोपिकाप्रियः ।
चिन्तितज्ञो महाबुद्धिर्जगद्वन्द्यपदाम्बुजः॥ २४ ॥

શ્રીગિરિરાજજીમાં આપશ્રીનું સખ્ય અચળ છે. આપશ્રીને ગોપ અને ગોપિકા પ્રિય છે. ચિન્તિતને જણાવવાળા આપશ્રી છે. આપશ્રી મહાબુદ્ધિ છે. આપશ્રીનું ચરણકમલ જગતને વંદનીય છે.

जगदाश्चर्यरसकृत् सदाकृष्णकथाप्रियः ।
सुखोदर्ककृतिः सर्वसंदेहद्वछेददक्षिणः ॥ २५ ॥

આપશ્રી જગતને આશ્ચર્યરસમાં બોળે છે. આપશ્રીને નિરન્તર કૃષ્ણકથા પ્રિય છે. આપશ્રીની કૃતિ સુખાન્ત છે. સર્વ સંદેહને હણવામાં આપશ્રી ચતુર છે.

स्वपक्षरक्षणे दक्षः प्रतिपक्षक्षयंकरः ।
गोपिकाविरहाविष्टः कृष्णात्मा स्वसमर्पकः ॥ २६ ॥

સ્વપક્ષના રક્ષણમાં આપશ્રી કુશલ છે. પ્રતિપક્ષનો નાશ આપશ્રી કરેછે. આપશ્રી ગોપિકાવિરહથી આવિષ્ટ છે. આપશ્રીના આત્મા કૃષ્ણ છે. આપશ્રી નિજ સર્વ પ્રભુને સમર્પે છે.

निवेदिभक्तसर्वस्वः शरणाध्वप्रदर्शकः ।
श्रीकृष्णानुगृहीतैकप्रार्थनीयपदाम्बुजः ॥ २७ ॥

જે ભક્તોએ આત્મનિવેદન કર્યું છે તેમના આપશ્રી સર્વસ્વ છે આપશ્રી શરણમાર્ગ પ્રકટ દર્શાવે છે. આપશ્રીનું ચરણકમલ શ્રીકૃષ્ણના અનુગૃહીતોને જ પ્રાર્થનીય છે.

**इमानि नामरत्नानि श्रीविठ्ठलपदाम्बुजम् ।**
**ध्यात्वा तदेकशरणो यः पठेत् स हरिं लभेत् ॥ ३८॥**
**यद्यन्मनस्यभिध्यायेत् तत्तदाप्नोत्यसंशयम् ।**
**नामरत्नाभिधमिदं स्तोत्रं यः प्रपठेत् सुधीः ॥ २९॥**
**तदीयत्वं गृहाणाशु प्रार्थ्यमेतन्मम प्रभो ।**
**श्रीविठ्ठलपदाम्भोजमकरंदजुषोऽनिशम् ॥ ३०॥**

આ નામ રત્નોનો શ્રીવિઠ્ઠલના ચરણકમલનું ધ્યાન ધરીને અને તદેકશરણ થઇને જે પાઠ કરશે તે હરિને પ્રાપ્ત કરશે. નામરત્ન નામક આ સ્તોત્રનો જે બુદ્ધિમાન્ પાઠ કરશે તે નિઃસંશય જે જે મનમાં ધારશે તે તે પ્રાપ્ત કરશે. હે પ્રભુ શ્રીવિઠ્ઠલના ચરણકમલનું મકરન્દ નિરન્તર સેવન કરનારું એવા મારૂં તદીયત્વ જલદીથી સ્વીકારો એજ મને પ્રાર્થનીય છે.

**इयं श्रीरघुनाथस्य कृति विजयतेतमाम् ।**

આ શ્રી રઘુનાથજીની કૃતિ સર્વત્ર વિજય પામો.



# શ્રીસર્વોત્તમનું ધોળ.

ભલે પ્રગટયા શ્રીવલ્લભદેવ  શ્રીપુરૂષોત્તમ ભૂતલ ફરી જી ॥
નહીં પ્રાકૃત ધર્મનો લેશ અપ્રાકૃત નિજ વપુ ધરી જી ॥ ૧ ॥
કરે નિગમ નિરૂપણ એમ, તે સાકારની સ્તુતિ કરીજી ॥
મહા કલિકાલાદિક દોષ પંડિતની દૃષ્ટિ તિમિર ભરી જી ॥
મહિમા નવ જાણે જેહ તે કહિયે ખરા સુરઅરિજી ॥
વહાલે દયા કરી મુખરૂપ નિજલીલા પ્રગટ કરીજી ॥
જેની વાણી અતિ દુર્બોધ થાયે સુબોધ જેણે કરીજી ॥
જેના અષ્ટોત્તરશત નામ તે કહિયે મહા અઘ હરીજી ॥
જેના ઋષિવર અગ્નિકુમાર જગતિ છંદ નામે ધરીજી ॥
શ્રીકૃષ્ણ કમલમુખ દેવ બીજ દૃષ્ટિ કરૂણા ભરીજી ॥
જેની ભકિતમાં અંતરાય તે નાશનું પ્રયોજન સહિજી ॥
આપે અધરામૃતની સિદ્ધિ તે મધ્યે નિશ્ચે કરી જી ॥ ઢાળ ॥

વ્હાલો આનંદ પરમાનંદ કહેવાય ॥ શ્રીકૃષ્ણ કમલમુખ કૃપાનિધિ થાય ॥
વ્હાલો દૈવી ઉદ્ધારણ પ્રયત્ન ઉપાય ॥ જેના સ્મરણ માત્રથી આરતિ જાય ॥
શ્રીભાગવત ગૂઢાર્થ પ્રકટાય ॥ સાકાર બ્રહ્મનો વાદ સ્થપાય ॥
વેદ પારંગ ચૌદ ભવન કહેવાય ॥ માયાવાદ નિરાકૃત સહુ મિલી ગાય ॥
સર્વ વાદી નિરાસ કીધા તે લખાય ॥ ભકિત મારગ સરસ કમળ વિકસાય ॥
સ્ત્રી શૂદ્રાદિકને ઉદ્ધારવા સમર્થ ॥ જેના સાધનબળથી ન થાય અર્થ ॥
અંગીકારમાત્રથી સર્વ સ્વકીય ॥ કીધા શ્રીગોપીજનપતિને પ્રિય ॥
અંગીકાર કરે મર્યાદાનુસાર ॥ મહા કરૂણાવંત સમર્થ અપાર ॥

વ્હાલો અદેય દાન દેવાને ચતુર ॥ મહા ઉદાર ચરિત્ર કરે ભરપૂર ॥
લીલા દેખાડી પ્રાકૃતની જેહ ॥ તે મિષે મોહ્યા સુરરિપુ તેહ ॥
વૈશ્વાનર શ્રીવલ્લભ છે નામ ॥ વ્હાલો સુંદરરૂપ સ્વજન હિતકામ ॥
કૃષ્ણ ભકિત કરે જન શિક્ષા કાજ ॥ આપે અખિલ ઇષ્ટ શ્રીવલ્લભરાજ ॥
સર્વ લક્ષણુથી સંપન્ન વિવેક ॥ શ્રીકૃષ્ણ જ્ઞાનદાતા ગુરૂ એક ॥
પોતાના આનંદથકી બહુ પુષ્ટ ॥ એના કમલપત્રસેં નેત્ર સંતુષ્ટ ॥
કૃપાદૃષ્ટિની વૃષ્ટિથી હરખ્યાં મન ॥ તે દાસ દાસી પ્રિય પતિને અનન્ય ॥
રોષ દૃષ્ટિ કરે ભકિત શત્રુ પ્રજાળ ॥ ભકત સેવંતાં સુખ સેવા રસાળ ॥
જીરે ભકિત વિના નહીં સેવાસાધ્ય ॥ તે કારણથી કહીએ દુરારાધ્ય ॥
જેના ચરણ સરોજ દુર્લભ દર્શાય ॥ તેના ઉગ્ર પ્રતાપ ત્રેલોક કહેવાય ॥
વચનામૃત કરી પૂર્યા સેવકના અર્થ ॥ શ્રીભાગવત અમૃત મથન સમર્થ ॥
તેનો સાર કહિયે વ્રજસુંદરીનો ભાવ ॥ તેણે પરિપૂરણ છે દેહ ભરાવ ॥
સાંનિધ્યથી દાન કરે કૃષ્ણ પ્રેમ ॥ ભકિત મુકિત દેવાનું એહને નેમ ॥
એક રાસલીલામાં તેમનું તાન ॥ પ્રભુ કૃપા કરીને કરે કથાનું દાન ॥
વ્હાલો વિરહના અનુભવને હિત કાજ ॥ સર્વ ત્યાગ જણાવ્યો શ્રીવલ્લભરાજ
ઉપદેશ કર્યો ભકિતમાર્ગ આચાર ॥ લોકમાંહિ કર્યો કર્મમાર્ગ પ્રચાર ॥
વેદશાસ્ત્ર કહ્યાં યજ્ઞાદિક દાન ॥ તેનું ફલ મર્યાદાભકિતનું દાન ॥
પ્રભુ પૂર્ણાનંદ છે પૂરણ કામ ॥ સરસ્વતીના પતિ દેવ ઇશ અભિરામ ॥
વ્હાલે સહસ્ર કહ્યાં પુરૂષોત્તમ નામ ॥ નિજ જનને આશ્રયનું છે ધામ ॥
ભકિતમાર્ગની રીતે કરવા ઉપદેશ ॥ બહુ ગ્રંથ કરીને ટાળ્યો સંશયનો લેશ॥
જેને પામવાને છોડ્યા પ્રાણથી પ્રિયે ॥ એવા ભકત સમાજ બીરાજે શ્રીયે ॥
આપસાધન કરે નિજદાસને કાજ ॥ એવાઃ સમર્થ શ્રીવલ્લભ મહારાજ ॥
કરવા ભકિત પ્રચારજ ભૂતલમાંહી ॥ વંશ કીધા પિતા થઇને અહી બાંહી ॥
સર્વે સામર્થ્ય ધર્યું પોતાને વંશ ॥ ગર્વ દૂર કરી ટાળ્યો સંશયનો અંશ ॥

પ્રભુ પતિવ્રતાના પતિ સાક્ષાત્ ॥ કરે ઇહલોક પરલોક દાન વિખ્યાત ॥
જેના અંતકરણ છે ગૂઢ વિચાર ॥ અંગીકૃતને જણાવ્યો મનનો વિચાર ॥
ઉપાસનાદિક મારગ જે અન્ય ॥ તેનો મોહ ટાળીને કીધા સેવક અનન્ય ॥
કર્યો નિશ્ચય જે ભકિત સર્વથી વિશેષ ॥ કીધો શરણ માર્ગનો જુજવો ઉપદેશ॥
શ્રીકૃષ્ણના મનની જાણે વાત ॥ લીલા કુંજવિહારી પરિપૂરણ ગાત્ર ॥
કથારસમગ્ન સદા છે ચિત્ત ॥ વિસર્યું સૌ તે થકી બીજું વિત્ત ॥
પ્રિય છે ઘણું વ્રજ ને વ્રજનો વાસ ॥ કરે પુષ્ટિલીલા એકાંત વિલાસ ॥
કરે ભકતેચ્છા પરિપૂરણ દાન ॥ નહીં નિજ લીલાનું કોઇને જ્ઞાન ॥
અતિ મોહિત જેનું શીલ ઘણું ॥ નહી લોકવિષે આસકિત અણું ॥
નિજ ભકિત વિષે આસકિત છે એક ॥ પ્રભુ પાવન કીધા પતિત અનેક ॥
જે કરે પોતાના ગુણનું ગાન ॥ તેના હૃદયકમળ રહેવાનું સ્થાન ॥
નિજ યશરૂપી અમૃત લહરી ॥ તેથી ભીંજવી સર્વરસ વાસના હરી ॥
પ્રભુ પોતે સર્વથકી છે પર ॥ ન કરે તુલ્યતા કોઇ અવર ॥
લીલા રસ અમૃત તરંગ બહુ ॥ ભીંજવ્યા છે ભકત શરીર સહુ ॥
રૂચિ આપે ગોવર્ધન ગિરિ વાસ ॥ તે લીલામાં છે અતિશય ઉલ્લાસ ॥
કરે યજ્ઞ ભોગ ને યજ્ઞ કર્મ ॥ આપે અર્થ કામ ને મોક્ષ ધર્મ ॥
પ્રભુ સત્ય વચન છે ત્રિગુણાતીત ॥ નીતિ ચતુરાઇ છે અતિ અગણિત ॥
કરવા પોતાની કીર્તિ પ્રકાશ ॥ કૃર્યું વ્યાસસૂત્રનું નૂતન ભાષ્ય ॥
અતિ તુચ્છ તુલ જે માયાવાદ ॥ કરી ભસ્માગ્નિ સ્થાપ્યો બ્રહ્મવાદ ॥
અપ્રાકૃત ભૂષણની અતિ કાંતિ ॥ હસતાં મુખ શોભે છે બહુ ભાંતિ ॥
પ્રભુ ત્રણ લોકના ભૂષણ સાર ॥ પ્રકટ્યા ધરણીનું ભાગ્ય અપાર ॥
પ્રભુ સુંદરતા છે અતિ અનૂપ ॥ કેમ વર્ણન કરી શકું એ રૂપ ॥
સૌ માગે છે પોતાના જન ॥ ચરણારવિન્દની રજ જે ધન્ય ॥
એ કહ્યાં એકસો ને આઠે નામ ॥ શ્રીવલ્લભ આનંદનું છે ધામ ॥ વલણ ॥

જે કોઇ સિદ્ધિ કરી નિત્ય ગાય રે ॥ તેનું મન પેહેલું સ્થિર થાય રે ॥
અધરામૃતની સિદ્ધિ પામે રે ॥ તેમાં સંશયનું નહીં નામે રે ॥
એ પામ્યા વિના મોક્ષ છે હીન રે ॥ તેના ફળમાં મુક્તિ છે લીન રે ॥
તેથી સર્વોત્તમ જપ કરવો રે ॥ શ્રીકૃષ્ણ રસે મન ભરવો રે ॥
શ્રીવિઠ્ઠલ ઉચ્ચરિત એ નામ રે ॥ જે ગાય પૂરે તેના કામ રે ॥
તેનો જન્મ સફળ કરી લેખે રે ॥ શ્રીવ્રજભૂષણનાં સુખ દેખે રે ॥

# श्रीनामरत्ननुं धोळ.

શ્રીપતિ શ્રીઅનલ મુખને કરૂં પ્રથમ પ્રણામ ॥
નામ શ્રીવલ્લભ મહાપ્રભુ ભક્તના પૂરણકામ ॥
નમન કરૂં શ્રીવિઠ્ઠલવરને જેહુનાં નામ અપાર ॥
પાર પામે નહીં શંકર શેષ કરેરે વિચાર ॥
એહુનાં નામ રવિ ઉદય થયાથી પાપ તિમિરનો નાશ ॥
તે નામનો આશ્રય કરી હોય હૃદયકમલ વિકાસ ॥
અનુષ્ટુપ છે છંદ એહનો ઋષિ શ્રીરઘુનાથ ॥
દેવતા શ્રીવિઠ્ઠલપ્રભુજી સર્વ શક્તિ સાથ ॥
વિનિયોગ સરવે અષ્ટસિદ્ધિ અરથ છે વિસ્તાર ॥
હવે નામ વિવરણ કરૂં એ નામનો ભંડાર ॥
શ્રીમદ્‌વિઠ્ઠલ કૃપાસાગર ભક્તને આધીન ॥
અતિ સુંદર કૃષ્ણલીલા રસ મધ્યે છે લીન ॥
શ્રીસહિત શ્રીવલ્લભનંદન દુઃખે દર્શન થાય ॥
ભક્ત દર્શન સહજ ભક્તિથકી જાણ્યા જાય ॥
ભય હરણ છે અનન્ય જનના હૃદય પૂરણકામ ॥
દીન હીન અનાથ જન, જે તેનું આશ્રય ધામ ॥
કમલ લોચન રાસલીલા રસિક સિંધુ અશેષ ॥
ધર્મસેતુ ભક્તિસેતુ સુપે સેવો વ્રજેશ ॥
ભકતશોકસમૂહહર્તા શાંત સર્વે જાણુ ॥
સર્વ પૂરણ કામ રૂકિમણિ પદ્માવતિ પતિપ્રાણ ॥
ભકતરૂપી રત્ન પરીક્ષક ભકત રક્ષક ચતુર અતિ ॥

શ્રીકૃષ્ણ ભકિત પ્રકટ કરિ મહા અસુર નાશનની મતિ ॥
સર્વ શાસ્ત્ર નિપુણ નર એક કર્મ જાડ્યને ભેદવા ॥
પ્રકટ ભાનુ ભકત લોચન સુધાકર રસ સીંચવા ॥
શ્રીમહાલક્ષ્મીગર્ભરત્ન એ કૃષ્ણ મારગ ઉદ્દભવા ॥
ભકત ચિંતામણિ ભકિતકલ્પદ્રુમ નવપલ્લવા ॥
શ્રીગોકુલમધિ વાસ કીધો કાલિંદી પુલિન પ્રિય ॥
ગોવર્ધન આગમન રતિ પ્રિય અચલ વૃંદાવન હિય ॥
ગોવર્ધન ગિરિ યજ્ઞ કરતા પ્રિય મદહર ઇન્દ્રના ॥
એક સર્વસ્વ કૃષ્ણલીલા જાણે ભાગવત ભાવના ॥
પિતૃપ્રકટિત સરસ મારગ પ્રચારણ સુવિચારકા ॥
વ્રજપતિપર પ્રીત કરતા નિમંત્રણ કરિ ભોજકા ॥
બાલલીલા આદિ પ્રીતિ કથા વ્રજ યુવતીતણી ॥
ગૂઢ હારદ જેહનો કહી કથન યોગ્ય કથા ઘણી ॥
પિતા વંશ સમુદ્રચંદ્ર જે તુલ્ય પુત્ર પ્રકટિત કર્યા ॥
દેશાવર પર વિમલ કીર્તિ ચરિત્ર અતિ ઉજ્જ્વલ ભર્યા ॥
અનેક ભૂપતિ પાંતિ મસ્તક નમિ ચરણ સુશોભિયા ॥
વિપ્ર દારિદ્ર દાવાનલ ભૂદેવ અગ્નિ સંતોખિયા ॥
ગાય બ્રાહ્મણ પ્રાણ પાલક પરાયણ સત્યે વિભુ ॥
વેદ પંથે પ્રિય સખે મહા યજ્ઞનો કરતા પ્રભુ ॥
હરિ અનુગ્રહ સહજ લક્ષ્યે મહા પતિત જે પાવના ॥
અનેક મારગ કલેશ વાગ્યો જીવસુખદ મહામના ॥
વિવિધ ભ્રાંતિ હરે નિજજન જ્ઞાન વિપરીતને હર્યાં ॥
મહાપુરૂષ વર અધિક પરસિધ સંતપુરૂષ હિત તનુ ધર્યાં ॥
યોગ્ય દર્શન મધુર વાણી માયાવાદ નિરાસિયો ॥
સદા વદન પ્રસન્ન સુંદર હાસયુત મુખ શોભિયો ॥

પ્રેમ ભીજ્યાં નયન જનપર કૃપા દૃગ ભવ ભૂષણાં ॥
ત્રૈલોક ચાલી વિમલ કીર્તિ ઉજ્જ્વલ કૃત શામલતણાં ॥
વચન અમૃત અહિત ભકતન રૂદે શત્રુ તાપનાં ॥
ભકત પ્રાર્થિત કરે આપે દાસ દાસી સ્થિતિ મનાં ॥
અચિંત્ય મહિમા જેહનો સત્પુરૂષથી જણાય ॥
આશ્ચર્ય સ્થાન સ્વરૂપ છે જેહનું કેમ કળાય ॥
ભકત કલેશ ન સહન થાયે અન્ય સૌ સહેવાય ॥
ભકતને કાજે સદા પોતે અન્ય વશ વરતાય ॥
આચાર્યરત્ન અખિલ તારણ મંત્રના ગ્નાતાવરો ॥
કુશલ સર્વસ્વ દાન દેવા ગીતસંગીતસાગરો ॥
શ્રી ગોવર્ધનગિરિ સખા ગો ગોપ ગોપી અતિ રતિ ॥
જાણિ ચિંતિત મહામતિ જગવંદ પદપંકજવતિ ॥
વિશ્વ વિસ્મય કારજ કરતા સદા કૃષ્ણકથારતિ ॥
સુખ પ્રદાતા સર્વ સંશય છેદવા ચતુર અતિ ॥
સ્વપક્ષ રક્ષણ દક્ષ રતિ પરપક્ષ ખંડન અતિહિતિ ॥
ગોપી વિરહ પ્રામ કૃષ્ણ પ્રાણ સ્વયં સમર્પિતિ ॥
નિવેદી જન પ્રાણ જીવન શરણ પંથ પ્રદર્શિતા ॥
કૃષ્ણ કેવલ કૃપાપાત્ર એ પાદ પંકજ વંદિતા ॥
શ્રીવલ્લભને શરણ જયે શ્રીવિઠ્ઠલવર ચિત ધરિ ॥
ભણે નામરત્નાખ્ય તો તો વિના શ્રમ પામે હરિ ॥
મન વિષે વાંછિત જેતિ પામે જન એ નિશ્ચય ॥
ફલ કહ્યું હરિને હવે હું સ્તુતિ કરૂં થઇ નિર્ભય ॥
નામરત્ન સ્તોત્ર એ જે શુદ્ધ બુદ્ધિ ભણે પ્રભુ ॥
તે તમારો થયો તેને વેગે પુનિત કરો વિભુ ॥
શ્રીવિઠ્ઠલપદપદ્મસૌરભ સેવના કરૂં નિત્ય પ્રતિ ॥

કૃતિશ્રી રઘુનાથજીને જે કરે જ ગતિ અતિ ॥
શ્રીવિઠ્ઠલ કર જોડ જાચુ છું અતિ વિપરિત મતિ ॥
અતિ દુર્લભ દેવને જે દીજે પદ પંકજ રતિ ॥
નામરત્ન શ્રીવિઠ્ઠલ પ્રભુનાં હવે ઘણું હું શું કહું ॥
શ્રીવ્રજભૂષણજીની કૃપાએ કરિ સદા સુખ તે હું લહું ॥



# श्रीनाथजी अने श्रीमहाप्रभुजी.



श्रावणस्यामले पक्षे एकादश्यां महानिशि ।
साक्षात् भगवता प्रोक्तं तदक्षरश उच्यते ।। १ ।।

## નિવેદન.

વૈષ્ણવોને આ સ્તોત્રોનો પાઠ નિરન્તર કરવાનો છે. જેમ દ્વિજોને ગાયત્રી તેમ વૈષ્ણવોને આ શ્રીસર્વોત્તમસ્તોત્ર ગાયત્રીરૂપ છે. આ પુસ્તક લેવા ઇચ્છનારે નીચેને ઠેકાણે લખવું વા મળવું:—

**શા. હુરખલાલ હરિદાસ ભગત**
નવા મોદીખાનામાં.
**ઠે. જમનાદાસ ખુશાળદાસના**
માળામાં ત્રીજેમાળે. કોટ-મુંબઇ